# સેન્ડી અને સાયમન

## સત્યઘટના પર આધારિત



# સેન્ડી અને સાયમન

## સત્યઘટના પર આધારિત



ગ્રાન્ડ તુર્ક નામનું દ્વીપ વાદળી સમુદ્ર થી ઘેરાયેલું હતું. ત્યાં સાયમન નામનો એક વૃદ્ધ માણસ એની નાની ગધેડી સેન્ડી સાથે રહેતો હતો.

સાયમન લાલ ટીન ના છાપરાવાળી એક નાની પથ્થર ની ઝૂંપડી માં રહેતો હતો. સેન્ડી એને  માટે ખાસ બનાવેલા આરામદાયક વાડા માં રહેતી હતી. સાયમન ની ઝૂંપડી માં બ્લેકી બિલાડી, બપ્પર મુર્ગો અને થોડી કચકચણી મરઘીઓ રહેતી હતી.



સાયમન ના ઘર થી એક ઢાળવાળો રસ્તો નીચે કોકબર્ન ગામ માં જતો હતો.

રોજ સવારે જયારે સૂરજ નીકળતો હતો, ત્યારે સાયમન સેન્ડી ને ખાલી બાલદીઓ થી ભરેલી ગાડી સાથે  કૂવા સુધી લાવતો હતો. સાયમન દરેક બાલદી ને તાજા, ઠંડા પાણીથી ભરતો હતો. જ્યાં સુધી બધી બાલદીઓ ભરાઈ જતી નહીં, ત્યાં સુધી સેન્ડી ઉભી ઉભી રાહ જોતી હતી. બાલદી ને ભરવા સાયમન ને કેટલી વાર લાગશે એનો સેન્ડી ને સારી રીતે અંદાજ હતો. યોગ્ય સમયે સેન્ડી કોકબર્ન ગામ ના વણાંકવાળા રસ્તે ગાડી ને ખેંચતી ચાલવા લાગતી.



નાની ગધેડી ને એનું કામ બહુ ગમતું. લાલ દરવાજા પાસે સાયમન જયારે પાણી આપી ખાલી બાલદી પાછો લેતો, ત્યારે સેન્ડી એની રાહ જોતી. સાયમનને સેન્ડી ને એ જણાવવાની જરૂરત ન પડતી કે એને વાદળી દરવાજા કે પીળા દરવાજા તરફ જવાનું છે. સેન્ડી આખો રસ્તો સારી રીતે જાણતી હતી.



દિવસ ના અંતે સાયમન અને સેન્ડી ઘરે આવતા હતા, ત્યારે બ્લેકી બિલાડી ઘુરઘુર અવાજ કરતી હતી, બપ્પર મુર્ગો એની પાંખો ફફડાવતો હતો, અને ક્યકયણી મરઘી ખૂબ અવાજ કરતી હતી. સાયમન સેન્ડી ને બાલદી માં તાજું પાણી, સ્વાદિષ્ટ ઘાસ અને તાજા ગાજર આપતો હતો. સેન્ડી ને ગાજર બહુ પસંદ હતા!



એક સવારે જયારે સૂર્ય સમુદ્ર ની ઉપર આવ્યો, ત્યારે સાયમન સેન્ડી ને ગાડી સાથે બાંધવા માટે ઘર ની બહાર ન આવ્યો. સેન્ડી એના શેડ માં થી બહાર નીકળી અને સાયમન ના ઘર ની સામે આંટા મારવા લાગી. એ સાયમન ને બહાર બોલાવવા માટે ભૂંકવા લાગી.

બપ્પરે બાંગ પોકારી, મરઘીઓ એ પણ અવાજ કર્યો, પણ ન તો સાયમન અને ન તો બ્લેકી બિલાડી ઘર ની બહાર આવ્યા.

સાયમન ક્યાં હતો? કામ પર જવાનો સમય થઈ ગયો હતો! સેન્ડી, સાયમન અને ગાડી વગર કૂવા પાસે ગઈ. એણે ત્યાં એટલો સમય સુધી રાહ જોઈ, જેટલો સમય સાયમન ને પાણી ભરતા લાગતી. પછી એણે દરવાજો ખોલ્યો અને વળાંકવાળા રસ્તે ગામ તરફ એકલી ચાલી. સેન્ડી લાલ દ્વાર પર પહુંચી, અને ત્યાં થંભી. એણે ત્યાં ફક્ત એટલો સમય રાહ જોઈ જેટલો સમય સાયમન ને પાણી આપવા અને ખાલી બાલદી લેવા માટે લાગતો હતો. પછી એ વાદળી દ્વાર તરફ ચાલી, અને ત્યાં પણ રાહ જોઈ, અને પછી એ પીળા દ્વાર  પર ગઈ.



બાળકો પોત-પોતાના ઘર પાસે રમી રહ્યા હતા. જયારે એમણે જોયું કે સેન્ડી પીળા રંગ ના દ્વાર સામે એકલી ઉભી હતી, તો એમણે પૂછ્યું, "સેન્ડી, સાયમન ક્યાં છે?" સેન્ડી એ એનું માથું હલાવ્યું અને આગળ ચાલી.

બાળકો એ સેન્ડી નો પીછો કર્યો. જ્યાં-જ્યાં સેન્ડી ઉભી રહી એ દરેક દ્વાર પર બાળકો પણ અટક્યા. એમણે બીજા બાળકો ને બહાર બોલાવ્યા અને એમને પણ સેન્ડી ની પાછળ-પાછળ ચાલવા કહ્યું.



જયારે એ ગામ ના મધ્ય માં પહોંચ્યા તો ત્યાં ભઠિયારા એ સેન્ડી અને બાળકો ની પરેડ જોઈ. "સેન્ડી, સાયમન ક્યાં છે?" ભઠિયારા એ નાની ગધેડી ને પૂછ્યું.

સેન્ડીએ ફક્ત એનું માથું હલાવ્યું અને આગળ ચાલી નીકળી.



જયારે એ કપડાં ની દુકાન ની સામે થી નીકળી, તો દુકાનદારે સેન્ડી અને બાળકો ની પરેડ જોઈ. "સેન્ડી, સાયમન ક્યાં છે?" એણે નાની ગધેડી ને પૂછ્યું.

સેન્ડીએ એનું માથું હલાવ્યું અને આગળ ચાલી નીકળી.



જયારે સેન્ડી છેવટ ના દ્વાર પર આવી તો એ ત્યાં રોકાઈ ગઈ અને બાળકો પણ ત્યાં રોકાઈ ગયા. એ ગામ ના ડોક્ટર નું ઘર હતું. જયારે ડોક્ટરે બારીમાં થી બહાર જોયું તો એને બધા બાળકો નજરે પડયા. એણે જોયું કે સેન્ડી દ્વાર પર રાહ જોઈ રહી છે. ડોક્ટરે એની દવા ની કાળી બેગ ઉપાડી અને એ બહાર ની બાજુ દોડયા.

"સેન્ડી, સાયમન ક્યાં છે?" ડોક્ટરે નાની ગધેડી ને પૂછ્યું.

સેન્ડી એ એનું માથું હલાવ્યું અને પછી એ સાયમન ના ઘર તરફ જતા વળાંકવાળા રસ્તા પર ચાલવા લાગી.



ડોક્ટર અને બાળકો ની પરેડ પણ સેન્ડી ની પાછળ-પાછળ ચાલી. સાયમન ને બહાર બોલાવવા સેન્ડી જોરથી હોંચી-હોંચી કરવા લાગી. ડોક્ટરે દરવાજો ખટખટાવ્યો.

અંદર થી એક અશક્ત અવાજ આવ્યો, "અંદર આવો."

જયારે ડોક્ટરે દરવાજો ખોલ્યો તો એણે જોયું કે સાયમન ફર્શ પર બેઠો હતો અને એનો એક પગ તકિયા ની થપ્પી પર રાખ્યો હતો.



"સાયમન, શું થયું?" ડોક્ટરે પૂછ્યું.

"હું રાતે એક ગ્લાસ પાણી પીવા ઉઠયો અને બ્લેકી બિલાડી પર લપસી ગયો. એથી મારા પગ માં ઇજા થઈ છે," સાયમને કહ્યું. "બ્લેકી બિલાડી ને પણ વાગ્યું છે."

ડોક્ટરે એની કાળી બેગ ખોલી અને એમાંથી એક લાંબી અને એક નાની પટ્ટી કાઢી.

ડોક્ટરે લાંબી પટ્ટી સાયમન ના પગ પર બાંધી.

એણે નાની પટ્ટી ને બ્લેકી ના પંજા ની ચારે બાજુ લપેટી.

"હવે, પગ સારો થાય ત્યાં સુધી તારે પાણી પહોંચાડવાનું કામ બંધ કરવું પડશે!" ડોક્ટરે ચેતવણી આપી.

"પણ પછી કોકબર્ન ગામમાં લોકો ને પીવાનું પાણી કોણ પહોંચાડશે?" સાયમને પૂછ્યું.



"કોકબર્ન ગામમાં બધા લોકો ને પીવાનું પાણી સેન્ડી પહોંચાડશે," બધા બાળકો બારી માં થી એક સાથે બોલ્યા.

"પણ સેન્ડી ને ગાડી સાથે કોણ બાંધશે અને કૂવા માં થી પાણી કોણ કાઢશે?" સાયમને પૂછ્યું.

"અમે સેન્ડી ને ગાડી સાથે બાંધશું અને અમે કૂવામાં થી બાલદી માં પાણી ભરશું," બાળકો એ બારી માં થી કહ્યું.

"પણ સેન્ડી ને તાજું પાણી, સ્વાદિષ્ટ ઘાસ અને ગાજર કોણ ખવડાવશે?" સાયમને પૂછ્યું.

"અમે સેન્ડી ને તાજું પાણી, સ્વાદિષ્ટ ઘાસ અને ગાજર ખવડાવશું," બાળકો એ બારી માં થી કહ્યું.

"સેન્ડી આસાનીથી દરેક ઘરે પાણી પહોંચાડી શકે છે," ડોક્ટરે કહ્યું.

"સેન્ડીને રસ્તો ખબર છે!" બાળકો એ બારી માં થી કહ્યું.





આગલું આખું અઠવાડિયુ જયારે સૂરજ સમુદ્ર ની ઉપર ઉઠતો ત્યારે બાળકો સાયમન ને ઘરે પહોંચી જતા. એ સેન્ડી ને ગાડી સાથે બાંધી ને કૂવા પાસે લઈ જતા. પછી બધા મળીને બાલદીઓ માં પાણી ભરતા. એ પછી સેન્ડી ગામ માં જતી, અને લાલ દ્વાર, વાદળી દ્વાર, અને પછી પીળા દ્વાર પર રોકાતી. કોકબર્ન ગામ ના લોકો એના દરવાજા પર સેન્ડી અને બાળકો ના આવવાની રાહ જોતા. બાળકોએ પ્રત્યેક ઘરમાં પાણી થી ભરેલી બાલદીઓ આપી, અને ખાલી બાલદીઓ ને સેન્ડી ની ગાડીમાં રાખી. ગામ માં બધા સાયમન નો પગ સારો થવાની રાહ જોવા લાગ્યા.

પછી એક દિવસ સાયમને બાળકો ને કહ્યું, "હવે મારો પગ સાવ સારો થઈ ગયો છે." સાયમન એના કામ પર પાછો જવા માટે ઉત્સક હતો. હવે એને બાળકો ની મદદ ની જરૂરત ન હતી. બાળકો ખુશ હતા કે સાયમન નો પગ હવે સારો હતો. પણ બધા ના ચેહરા ઉદાસ હતા. સેન્ડી પણ માથું નમાવીને ઉભી હતી.

સાયમને સ્મિત કર્યું અને એણે કહ્યું, "ઠીક છે બાળકો, આજે તમે મારી અને સેન્ડી સાથે આવી શકો છો!"

બાળકો ખુશ થઈ ગયા, પણ બીજે દિવસે એ ફરી ઉદાસ લાગી રહ્યા હતા.

એટલે સાયમને ફરી એને એની સાથે આવવા દીધા. અને પછી બીજે દિવસે, અને એના પછી, અને પછી દરેક દિવસે!



એટલે, જો તમે ક્યારેય કેરિબિયન ના આ વિશેષ દ્વીપ પર આવો, તો તમે જરૂર એક બુઢ્ઢા માણસ, એની નાની ગધેડી અને પાણી થી ભરેલી બાલદીઓ ની તપાસ કરજો.



એની પાછળ-પાછળ તમને ગાતા અને નાચતા બાળકો ની પરેડ પણ જોવા મળશે!

# લેખક ની નોંધ

સેન્ડી, સાયમન ક્યાં છે? નાની ગધેડી વિષે આલેખાયેલી આ વાર્તા અસલ માં એક સત્યઘટના પર આધારિત છે. ગધેડી અને એનો માલિક ગ્રાન્ડ તુર્ક દ્વીપ ના કોકબર્ન ગામ ના લોકો ને રોજ પીવાનું પાણી આપતા હતા. ગધેડી ને ગામ નો સંપૂર્ણ રસ્તો યાદ હતો. એક દિવસ જયારે એનો માલિક માર લાગવાથી ચાલી નથી શકતો, તો ગધેડી એની ગાડી વગર, એકલી રસ્તા પર ચાલી નીકળે છે. એ એક-એક દ્વાર પર જાય છે અને દરેક દરવાજા પર થોડી વાર રાહ જુવે છે. કારણકે નાની ગધેડી એ એના જીવનના દરેક દિવસે આમજ કર્યું હતું.

વાર્તા સમજવા માટે એ જાણવું જરૂરી છે કે ગ્રાન્ડ તુર્ક દ્વીપ એક રણ જેવું દ્વીપ છે જ્યાં બહુ ઓછો વરસાદ થાય છે. લોકો પાસે આજે પણ ઘરો માં પીવાનું પાણી ઉપલબ્ધ નથી. એટલે એમને વરસાદ નું પાણી મોટા-મોટા વાસણો માં, ટબો માં એકઠું કરવું પડતું હતું, નહીં તો એ એમની છત પરથી વહી જાત. ત્યાં પાણી સોનાથી પણ વધારે કિંમતી હતું. ગ્રાન્ડ તુર્ક ના લોકો ભાગ્યશાળી હતા કે એમની પાસે બે તાજા પાણી ના  કૂવા હતા. પણ એ ગામ થી બહુ દૂર હતા. એ સમયે ત્યાં કોઈ ટ્રક કે કાર ન હતી, એટલે કૂવા પરથી પીઠ પર પાણી લાવવામાં લોકો ને બહુ મહેનત કરવી પડતી હતી. પાણી થી ભરેલા ઘડા બહુ વજનદાર હતા. શું તમે ક્યારેય તમારા માથા પર પાણી ના એક ભરેલા ઘડા ને લઈ જવાની કોશિશ કરી છે? ગધેડા દ્વારા ખેંચાતી ગાડી, કૂવામાં થી પાણી ગામ માં લાવવા માટે ઉપયુક્ત હતી.

કૅરિબિયન ના આ ટાપુ પર ગધેડા કેવી રીતે આવ્યા? એને એ મજૂરો હોડી માં લાવ્યા જે સમુદ્ર માં થી મીઠું કાઢવા ગ્રાન્ડ તુર્ક દ્વીપ પર આવ્યા હતા. એ મજૂર બર્મુડા ટાપુ પરથી આવ્યા હતા. એ મજૂરો નહેરો દ્વારા સમુદ્ર ના પાણી ને ટાપુ ની મધ્ય માં લાવતા હતા. ત્યાં એ સમુદ્ર ના પાણી ને તડકા માં સુકાવા દેતા હતા. એથી મીઠા ના સુંદર સફેદ સ્ફટિક બની જતા હતા. એને ગધેડા-ગાડી પર લાદી ને બંદર સુધી લઈ જવામાં આવતા હતા. ત્યાં મીઠા ને સંગ્રહિત કરવામાં આવતું હતું અને અંત માં એને અમેરિકા અને યૂરોપ મોકલવા માટે મોટા જહાજો માં લાદવામાં આવતું હતું. 300 વર્ષો પછી આ દ્વિપો પર મીઠા નો ધંધો ઓછો થવા લાગ્યો. મીઠું મેળવવાની આધુનિક પદ્ધતિએ સમુદ્ર માં થી મીઠું કાઢવાની જૂની રીત ને બદલી નાખી.

## ગ્રાન્ડ-તુર્ક ટાપુ ક્યાં છે?






# ગધેડા વિષે થોડું તથ્ય

ગધેડા સૌથી પહેલા આફ્રિકા માં રહેતા હતા.

એ પટ્ટા વગર ના ઝેબ્રા જેવા દેખાતા હતા.

કદાચ આજે પણ, તમે કોઈ ગધેડા ને એક પટ્ટા સાથે જોઈ શકો.

ગધેડા ના કાન લાંબા હોય છે જેનાથી એ દૂર ના અવાજો સાંભળી શકે.

એના નાના પણ મજબૂત પગ હોય છે જે ચઢવામાં બહુ કામ લાગે છે.

ગધેડા-ગાડી સામાન અને લોકો ને લાવવા-લઈ જવા ની જૂની રીત માંથી એક હતી.

ગધેડા લોકો ને પસન્દ આવે છે.

એ બહુ સારા પાલતુ જાનવર છે અને પોતાના માલિક પ્રત્યે વફાદાર અને સાચા હોય છે.

ગધેડા બહુ હોશિયાર હોય છે.

જો તમે ધીરજ રાખો અને એના પ્રત્યે દયાળુ હોવ તો એને પ્રશિક્ષિત કરવાનું આસાન છે.

ગધેડા હંમેશા જિદ્દી નથી હોતા!

પણ એ વારે-વારે એકજ કામ કરવાનું પસંદ કરે છે.

ગધેડા ઘાસ અને પાંદડાવાળી લીલી વનસ્પતિ ખાય છે.

એને ફૂલ ખાવા પણ પસંદ છે, એટલે તમારો ગેટ બંધ રાખજો!

ગધેડા ની માઁ એના બચ્ચા ને શીખવાડે છે કે એને માટે શું ખાવાનું સારું છે.

ગધેડા ના બચ્ચા ને 'ફોલ' કહેવાય છે.

નર ગધેડા ને 'જેક' કહેવાય છે અને માદા ને 'જેની' અથવા ઘોડી કહેવાય છે.

ગધેડા નો અવાજ બહુ મોટો હોય છે. એનું હોંચી-હોંચી દૂર થી સાંભળી શકાય છે.



## સમાપ્ત